‘સસ્તું સાહિત્ય’ એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય

# જૈન દર્શનની રૂપરેખા






ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિંસેસ સ્ટ્રીટ મુંબઈ-૨.

‘સસ્તું સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય’

# જૈન દર્શનની રૂપરેખા

ત્ર્યંબકલાલ ઉ. મહેતા

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

ઠે. ભદ્ર પાસે અમદાવાદ-૧ અને ૧૪૮, શામળદાસ ગાંધી માર્ગ, મુંબઈ-૨.

કિંમત ₹ : ૧૦ = ૦૦

સંવત ૨૦૬૭ આવૃત્તિ : ૩ ઈ.સ. ૨૦૧૧

જૈન દર્શનની રૂપરેખા

સંસ્થા તરફથી આવૃત્તિ ૧ લી ૨૦૦૭ ૧૦૦૦
આવૃત્તી ૨ જી ૨૦૧૧ ૧૦૦૦

પ્રકાશકઃ આનંદભાઈ એન. અમીન,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ, અમદાવાદ
મુદ્રક : ચંદ્રિકા પ્રિન્ટરી,
રેંટીયાવાડી, અમદાવાદ-૧

૧૦૦૦-૧૦-૨૦૧૧

# પ્રકાશકનું નિવેદન

જૈન દર્શનના વિદ્વાન અને હિમાચલ પ્રદેશના પૂર્વ મૂખ્ય ન્યાયમૂર્તિ શ્રી ત્ર્યંબકલાલ ઉ. મહેતા (ટી.યુ. મહેતા) ની આ પુસ્તિકા પ્રકાશિત કરતાં 'સસ્તું સાહિત્ય' આનંદ અનુભવે છે. મૂળ તો એમણે 'ઉત્તરાધ્યયન-સાર'ના ઉપોદ્ઘાત રૂપે જૈન દર્શનની આ રૂપરેખા આલેખી હતી. ભારતીય સંસ્કૃતિ અને પરંપરામાં જૈન ધર્મનું યોગદાન મહત્ત્વનું હોઈ સૌ ગુર્જર ભારતવાસીઓને તેનો પરિચય થાય તેમજ વિવિધ પ્રજાવર્ગ વચ્ચે પરસ્પર આદરપૂર્વક જીવન વિષયક સમજ કેળવાય એ હેતુસર સંસ્થાએ પ્રસ્તુત પુસ્તિકા સુલભ કરવું ઉચિત લેખ્યું છે. આશા છે, તે સૌને ઉપયોગી થઈ પડશે.

તા. ૮-૧૦-૨૦૧૧ આનંદ ન. અમીન

પ્રમુખ : સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ

न पूजयार्थस्त्वयि वीतरागे,

न निन्दया नाथ, विवान्त-वैरे।

तथापि ते पुण्य-गुणा-स्मृतिर्नः

पुनाति चित्तं दुरिताञ्जनेभ्यः ॥

હે વીતરાગ પ્રભુ ! તમારી વિરુદ્ધ નિંદા કે વેર થાય અગર તો તમારી પૂજા કે સ્તુતિ થાય તેનું તમોને કોઈ પ્રયોજન નથી છતાં પણ તમારા પુણ્ય-ગુણોની સ્મૃતિ માત્રથી અમારું ચિત્ત પાપથી મુક્ત થઈ પવીત્ર બને છે.

— આચાર્ય સમન્તભદ્ર

## પ્રસ્તાવના...

મારી પુસ્તિકા "ઉત્તરાધ્યયન-સાર"ના ઉપોદ્ઘાતમાં જૈનેત્તર વાચકોને ઉત્તરાધ્યયના સૂત્રો સમજવામાં સરળતા રહે તે માટે "જૈન દર્શનની રૂપરેખા" આપેલ છે. તે જૈન તેમજ જૈનેત્તર સમાજને સરળતાથી ઉપલબ્ધ થાય તે હેતુથી એક નાની પુસ્તિકારૂપે અત્રે છાપવામાં આવેલ છે.

તા. ૨-૯-૯૯ ત્ર્યંબકલાલ ઉ. મહેતા

"સિદ્ધાર્થ"
૩, દાદા રોકડનાથ સોસાયટી, નારાયણનગર,
પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૭.



## લેખક પરિચય...

આ પુસ્તકના લેખક શ્રી ત્ર્યંબકલાલ ઉ. મહેતા (ઉ. વ. ૮૨) હિમાચલ હાઈકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિ તરીકે સને ૧૯૭૯ માં નિવૃત્ત થયાં. તે પહેલાં તેઓ સાત વર્ષ સુધી ગુજરાત હાઈકોર્ટના ન્યાયમૂર્તિ રહ્યાં.

નિવૃત્તિ બાદ તેઓ ભારતની સુપ્રીમ કોર્ટમાં છેલ્લાં ઓગણીસ વર્ષ થયાં સિનીયર એડવોકેટ તરીકે પ્રૅક્ટિસ કરે છે અને હાલ છેલ્લાં છ વર્ષ થયાં દિલ્હીનો વસવાટ છોડી અમદાવાદમાં સ્થિર થયાં છે.

મુનિશ્રી સંતબાલજીએ પંચાવન વર્ષ પહેલાં સ્થાપેલ ભાલ નળકાંઠા પ્રાયોગિક સંઘના તથા વિશ્વવાત્સલ્ય ફાઉન્ડેશનના તેઓ હાલ પ્રમુખ છે અને ગાંધી દૃષ્ટિએ ગ્રામવિકાસ તથા ગ્રામ પંચાયતોની સ્વાયત્તતા, સત્તા તથા અર્થતંત્રનું વિકેન્દ્રીકરણ કૌટુંબિક કાનૂનોમાં સ્ત્રીઓને થતો અન્યાય તથા જાહેર જીવનનાં બીજા સામાજિક અને જાહેર પ્રશ્નોમાં ઊંડો રસ ધરાવે છે.

અમદાવાદ સ્થિત ટૅક્સ પેપર પ્રોટેક્સન કાઉન્સીલના તેઓ ભૂતપૂર્વ પ્રમુખ છે.

વિશ્વના પ્રચલિત તત્વચિંતનના અને ખાસ કરીને જૈન દર્શનના તેઓ અભ્યાસી છે.

તેમણે અંગ્રેજી અને ગુજરાતીમાં લખેલ પુસ્તક-પુસ્તિકાઓનું લીસ્ટ અંદરના પાના ઉપર છે.

# જૈન દર્શનની રૂપરેખા

જૈન દર્શન એક સંપૂર્ણ તર્કશુદ્ધ અને વૈજ્ઞાનિક તત્ત્વ-ચિંતન છે અને તેમાં પ્રેમમય સમર્પિત ભક્તિભાવને સંપૂર્ણ અવકાશ હોવા છતાં મુખ્યત્વે તો તે જ્ઞાનમાર્ગ છે. આથી જ તેમાં દરેક સિદ્ધાંતની ચર્ચા ઝીણામાં ઝીણી વિગતથી તથા ઉંડાણથી થયેલ છે. તે વિગતો અને ઉંડાણમાં ઉતર્યા વિના તે સિદ્ધાંતોની બાહ્ય રૂપરેખા જ (Outlines) આપણે અત્રે જોઈશું.

## સુખની દોડ, દુઃખની પ્રાપ્તિ

દરેક તત્ત્વ-દર્શનના પાયામાં જોઈએ તો દરેક જીવની 'સુખ' પ્રાપ્ત કરવાની વૃત્તિ અને તે માટેની દોડ માલુમ પડશે. ભૌતિક વસ્તુઓની પ્રાપ્તિ કે સત્તા પાછળની દોડ, સત્કાર્યો કરવાની અભિલાષા કે દુષ્કાર્યો કરવાનું સાહસ, માનમોભો કે પ્રતિષ્ઠા મેળવવાની વૃત્તિ કે લગ્ન, પ્રજોત્પત્તિ તથા સાંસારિક બંધનોથી બંધાવાની તૈયારી – માણસની આ બધી પ્રવૃત્તિઓની પાછળ જો કોઈ સર્વ-સામાન્ય લક્ષણ હોય તો તે છે 'સુખ'ની શોધ અને તે માટેના પ્રયત્નો. છતાં સુખને બદલે દુઃખની પ્રાપ્તિ થાય છે અને બધી વખત 'સુખ'ની પ્રાપ્તિ પણ ક્ષણિક જ હોઈને પાછી દોડ શરૂ થાય છે. જીવનને અંતે જો સરવાળો મુકાય તો સુખ કરતાં દુઃખનું પલ્લું ભારે જણાય છે અને શાશ્વત સુખની વાત તો ઝાંઝવાના જળની માફક દૂર અને દૂર જતી જાય છે. આથી મહાવીરે કહ્યું अहो दुःखो ही संसारो । – 'અરે, સંસાર છેવટે તો દુઃખમય જ છે.' ભગવાન બુદ્ધે પણ તેમજ કહ્યું.

જો તેમજ હોય તો તેના ઉપાય શો છે ? જેમ છે તેમ ચાલવા દેવું અને નિયતિને વશ રહીને જીવન પૂરું કરવું ? જૈન દર્શન કહે છે "ના. તું એટલું જ સમજે કે તારા સુખ-દુઃખનો કર્તા તું જ છે તો આ વિવશતાનો ઉપાય જરૂર સૂઝશે." આ સિદ્ધાંત સમજવા માટે પ્રથમ જરૂર છે આ વિશ્વતંત્રની રચના અને તેની કાર્યપદ્ધતિ સમજવાની, કેમકે તે સમજવાથી જ આપણી વિષમતાઓનો ઉપાય હાથ લાગી શકે.

## "હું કોણ છું, ક્યાંથી થયો ?"

દરેક વિચારવંત વ્યક્તિના જીવનમાં એક સમય તો એવો આવે છે કે તેને પ્રશ્નો થાય કે સંસારના આ વિશાળ ફલક ઉપર જે વિવિધ ઘટનાઓ ચાલી રહી છે તે કેવી રીતે ચાલતી રહેતી હશે ? તેનું શું પ્રયોજન હશે ? તે બધું આપણને અને આપણા પછીની પ્રજાને ક્યાં લઈ જશે ? કોઈ વાર એમ પણ વિચાર આવે કે આ જીવનનું શું પ્રયોજન હશે ? આપણે જન્મ્યા, વિવિધ પ્રકારહનો જીવન વ્યવહાર ચલાવ્યો, પ્રજોત્પતિ કરી, પાપ-પુણ્ય કર્યા, સાજા-માંદા થયા, ઘડપણ આવ્યું, પછી મૃત્યુ આવ્યું અને માસ બે માસમાં ભુલાઈ જવાના. સંસારના આ જાતના ક્રમ પાછળ કોઈ હેતુ ખરો ? શ્રીમદ્ રાજચંદ્રજીએ પુછ્યું, હુંકોણ છું, ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ? કોના સંબંધે વળગણા છે, રાખું કે એ પરિહરું ?" એક વૈદિક ઋષિએ પુછ્યું, किं कारणं ब्रह्म कुतः स्म जाता जीवामः केन क्व च संप्रतिष्ठिताः । केन सुखेतहेषु वर्तामह । અર્થાત્ : "શું આ વિશ્વનું કારણ બ્રહ્મ છે ? આપણે ક્યાંથી ઉત્પન્ન થયા, શા માટે જીવી રહ્યા છીએ ? ક્યાં છીએ ? શાથી સુખદુઃખમાં વર્તીએ છીએ ?" કોઈ પણ બુદ્ધિજીવી શોધકને આવા પ્રશ્નો થાય તે સ્વાભાવિક છે.

## અનાદી-અનંત ચૈતન્ય શક્તિ

સંસારની તમામ પ્રકારની ઘટનાઓના ક્રમનો ઝીણવટથી અભ્યાસ કરીને તત્ત્વજ્ઞોએ જોયું કે સંસારની તમામ વસ્તુઓ તેમજ ઘટમાળો 'ઉત્પતિ', 'સ્થિતિ' અને 'લય'ને પાત્ર છે. અને જેને 'સ્થિતિ'નું પરિણામ આપણે કહીએ છીએ તે પણ સતત બદલાવને પાત્ર છે. આમ છતાં એક તત્ત્વ એવું છે કે જે તેમાં અંર્તહિત કાયમ માટે રહેલ હોય છે. દા.ત. માટીનો ઘડો બને તે ઘડાની ઉત્પતિ થઈ, ઘડો ચાલુ રહે અને બાદમાં તે તૂટી જાય, તેનો લય થાય તો એ ત્રણ સ્થિતિમાં માટી તો કાયમ રહે જ છે. તેજ રીતે જીવંત તત્ત્વનું. વનસ્પતિથી માંડી મનુષ્યનો જીવ લો. તે તમામ જીવોની વિવિધતામાં ઉત્પતિ, સ્થિતિ અને લય તો થાય છે જ પરંતુ તેનું જે જીવંત તત્ત્વ છે તે તેના જીવનની તમામ વિવિધતામાં  કાયમ જ રહે છે. માણસ જન્મ્યા બાદ તેની કુમારાવસ્થા, યૌવન, પીઢ અવસ્થા અને વૃદ્ધાવસ્થાની વિવિધ શ્રેણીમાંથી

પસાર થાય છે ત્યારે તેનો દેખાવ, શરીર, સ્વાસ્થ્ય, બુદ્ધિ, કાર્યશીલતા વગેરે બધામાં વિવિધ પ્રકારના ફેરફારો થતા હોવા છતાં તેની 'હું' પણાની સભાનતા જેવી ને તેવી જ જીવનના અંત સુધી ચાલુ જ રહે છે. આ સભાનતા જુદા જુદા સ્વરૂપ ધારણ કરતી શારીરિક સ્થિતિથી ભિન્ન છે. આ ભિન્નતાને ઓળખવા માટે આપણે 'જીવ' અને 'અજીવ'નો શબ્દપ્રયોગ કરીએ છીએ. જૈન તત્ત્વજ્ઞોએ તો સ્વયંસંચાલિત ન હોય તેવી સ્થૂળ વસ્તુઓમાં પણ 'જીવ' છે તે પ્રતિપાદન કર્યું તેથી વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વીમાં પણ 'નિગોદ'ના જીવ છે તેમ કહ્યું છે જે હવે વિજ્ઞાને પણ સ્વીકાર્યું.

આ તમામ નિરીક્ષણ પછી તેઓએ કહ્યું કે સારાયે વિશ્વના બે મોટા વિભાગો કરવા હોય તો તે (૧) જીવ અને (૨) અજીવ છે અને તેમાંનું 'જીવ' તત્ત્વ શાશ્વત છે અને 'અજીવ' તત્ત્વ રૂપાંતરને પાત્ર છે. સાથે બીજી બે વાતો કહી તે પણ અગત્યની છે. તે એ કે આ બંને તત્ત્વો અનાદિ છે. 'જીવ' તત્ત્વ અનંત છે અને રૂપાંતરને પાત્ર નથી. બીજી વાત એ કહી કે આ બંને તત્ત્વો અનાદિ કાળથી એકબીજા સાથે સંલગ્ન છે અને જ્યાં સુધી તેઓ સંલગ્ન છે ત્યાં સુધી 'જીવ' તત્ત્વ તેની ચૈતન્ય શક્તિ 'અજીવ' તત્ત્વને પૂરી પાડે છે. તેના અસલ અને નૈસર્ગિક સ્વરૂપમાં 'જીવ' તત્ત્વ જ્યારે 'અજીવ' તત્ત્વથી છૂટું પડે ત્યારે શુદ્ધ ચૈતન્યમય દશામાં હોય છે અને તે દશામાં તે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન સ્વરૂપે હોય છે. પરંતુ 'અજીવ' તત્ત્વના સંસર્ગથી તેની આ શુદ્ધ ચૈતન્ય શક્તિ ઝાંખી પડે છે અને 'અજીવ' તત્ત્વના ગુણોને પોતાની ચૈતન્ય શક્તિ પૂરી પાડે છે. તેથી સંસારની આ વિવિધ ઘટમાળો અને તેમાંથી ઉત્પન્ન થતાં સુખદુઃખ 'જીવ'ને ભોગવવા પડે છે. આથી 'જીવ'ને અબાધિત સુખની સ્થિતિ ત્યારે જ પ્રાપ્ત થાય કે જ્યારે તેનો અનાદિ કાળથી ચાલ્યો આવતો 'અજીવ' સાથેનો સંસર્ગ તૂટે અને તે શુદ્ધ ચૈતન્યમય દશાને પ્રાપ્ત કરે.

**'અજીવ તત્ત્વ'**

આમ હોવાથી સહેજે પ્રશ્ન થાય કે 'અજીવ' સાથેનો 'જીવ'નો આ સંસર્ગ કેવી રીતે તોડવો ? આ પ્રશ્નનો જવાબ શોધીએ તે પહેલાં 'અજીવ' તત્ત્વ શું છે અને તેના પ્રકારો કેવા હોય છે તે જાણીએ.

તત્ત્વજ્ઞોએ 'અજીવ'ના પાંચ પાંચ પ્રકાર કહ્યાં છે. તે નીચે મુજબ છે. (૧) પુદ્ગલ (૨) ધર્મ (૩) અધર્મ (૪) આકાશ (૫) કાળ. જૈન પરિભાષામાં આ પાંચ પ્રકારોને પાંચ 'દ્રવ્યો' કહે છે. તે જ રીતે 'જીવ'ને છઠ્ઠું 'દ્રવ્ય' કહે છે. સંસારની ઘટમાળ સમજવા માટે આ છ 'દ્રવ્યો'ની સમજ જરૂરની છે. તેમાંના 'જીવ' દ્રવ્યની સમજ શું છે તે આપણે ઉપર જોઈ ગયા. હવે 'અજીવ'ના પાંચ દ્રવ્યોની સમજ શું તે જોઈએ.

### (૧) 'પુદ્ગલ'

પ્રથમ દ્રવ્ય 'પુદ્ગલ' છે. 'અજીવ'ના આ પાંચ દ્રવ્યોમાં અતિ અગત્યનું આ દ્રવ્ય છે. તેનો શાબ્દિક અર્થ કરીએ તો પુદ્ગલ થાય. પુદ્ એટલે જે વસ્તુ ભેગી થાય છે - સમન્વય કરે છે. ગલ એટલે જે વસ્તુ છૂટી પડે છે. આથી 'પુદ્ગલ' શબ્દનો અર્થ થાય કે વસ્તુની એવી સ્થિતિ કે જે સતત ભેગું થાય અને છૂટું પડે, એટલે કે ક્ષણે ક્ષણે બદલાતું રહે, જે સ્થિર સ્વરૂપનું ન હોય. મનુષ્ય જીવનનું ભૌતિક સ્વરૂપ ક્ષણે ક્ષણે બદલાતું જ રહે છે. કામ, ક્રોધ, મોહ, માન, માયા, મદ, લોભ, લાલચ વગેરે કષાયોનું સ્વરૂપ સ્થિર રહી શકતું જ નથી.

'જીવ', 'અજીવ'ના સતત સંસર્ગમાં રહેવાથી, આ પુદ્ગલ દ્રવ્યોથી રંગાય છે. ઉપર જણાવેલ કષાયોથી રંગાય ત્યારે પોતાની ચૈતન્ય શક્તિ જે તે રંગોથી રંગાયેલ હોય તે પ્રમાણે કામે લગાડે છે. આપણા જીવનનો સારો ક્રમ આ રીતે જ ચાલે છે. આપણે ક્રોધાવેશમાં હોઈએ ત્યારે આપણી આત્મિક શક્તિને ક્રોધના આવેગમાં કાર્યરત થાય છે.

### (૨) 'ધર્મ'

બીજું 'અજીવ' દ્રવ્ય 'ધર્મ' છે. અહીં 'ધર્મ'નો અર્થ – Religion એટલે ધાર્મિક માન્યતામાં લેવાનો નથી. જૈન પરિભાષાના ઘણા શબ્દો એવા છે કે સામાન્ય રીતે થતાં શબ્દકોશના અર્થો તેને લાગુ પડતા નથી. અહીં 'ધર્મ' એટલે વસ્તુનો પોતાનો અંતર્ગત સ્વભાવ. દા.ત. સાકરનો ધર્મ ગળ્યું કરવાનો; લીમડાનો ધર્મ કડવાશનો સ્વાદ આપવાનો, પાણીનો ધર્મ શીતળતા ઉત્પન્ન કરવાનો, અગ્નિનો ધર્મ બાળવાનો. આથી શાસ્ત્રોમાં કહ્યું વત્થુ સહાવો ધમ્મો – વસ્તુનો સ્વભાવ તે ધર્મ.

આ એક ઘણી જ અગત્યની વ્યાખ્યા છે. કોઈ પણ વ્યક્તિ કે વસ્તુ તેના અંતર્ગત સ્વભાવને જાણે અને તેને સમજી તેને આગળ લઈ જવાનો પ્રયત્ન કરે તો જ પ્રગતિ કરી શકે. **કામ, ક્રોધ વગેરે કષાયો માણસના અંતર્ગત સ્વભાવમાં નથી. તે તમામ ક્ષણિક આવેશના વિષયો છે** અને તેનો ઉદય થયા બાદ તેના જે પરિણામો આવે છે તે જે વ્યક્તિમાં તેનો ઉદય થયો હોય તેને થતા તેની આજુબાજુના સમાજને નુકસાનકારક નીવડે છે. તેથી ઊલટું સત્ય, અહિંસા, પ્રેમ, સૌહાર્દ વ્યક્તિ તથા સમાજમાં સુખ અને સમભાવ ઉત્પન્ન કરે છે. આથી **'જીવ' અગર 'આત્મા'નો અંતર્ગત સ્વભાવ સત્ ચિત્ત અને આનંદનો છે. માટે તે સ્વભાવને જાણી સમજીને તેમાં પ્રગતિ કરીએ તે 'ધર્મ' છે.** 'જીવ' જ્યારે કષાયોમાં જાય છે ત્યારે તે 'સ્વ'ભાવમાં નથી જતો પરંતુ 'પર'ભાવમાં જાય છે અને તેથી ગીતાજીમાં પણ એમ કહ્યું કે स्वधर्मे निधनम् श्रेयः परधर्मो भयावहा અહીં 'ધર્મ' શબ્દ સાંપ્રદાયિક અર્થમાં નથી. આથી આપણે આધિભૌતિક પ્રગતિ ઈચ્છતા હોઈએ તો આપણા જીવે (આત્માએ) સ્વ-ધર્મમાં રહીને જ પ્રગતિ કરવી જોઈએ, પરંતુ ભૌતિક પ્રગતિ કરવી હોય તો કામ, ક્રોધ, લોભ વગેરે કષાયોના 'પર' ધર્મમાં થઈ શકે. પસંદગી આપણી જ છે.

આથી જૈન પરિભાષામાં 'ધર્મ'નો અર્થ એ થયો કે એવું તત્ત્વ છે કે જે 'જીવ'ને એટલે આત્માને ગતિશીલતા બક્ષે છે. આ ગતિશીલતા માણસને સારા રસ્તે ચડાવે તેમજ ખોટે રસ્તે પણ ચડાવે. આપણો 'સ્વ'ભાવ શું છે તે સમજવામાં ભૂલ કરીએ તો આપણે 'પર'ભાવમાં પ્રગતિ કરીએ. જે આપણે સામાન્ય રીતે કરતા આવ્યા જ છીએ, પરંતુ આપણા "સ્વ"ભાવને સમ્યગ્ દૃષ્ટિથી સમજીએ તો આપણી પ્રગતિ જુદી ઢબે જ થાય.

### (૩) 'અધર્મ'

ત્રીજું દ્રવ્ય 'અધર્મ' છે. અહીં પણ 'અધર્મ' એટલે પાપ તેમ નથી સમજવાનું. 'અધર્મ' એટલે જૈન પરિભાષામાં તે દ્રવ્ય કે જેનાથી માણસની સારી કે નરસી પ્રગતિ અટકે. આ સ્થિતિ પ્રગતિ-હીનતા (Rest)ની છે. જેમકે આકાશમાં ઉડતું પંખી ઉડવાનું બંધ કરે અને ઝાડની ડાળ ઉપર બેસી વિશ્રામ કરે તો તે સ્થિતિ 'અધર્મ' દ્રવ્યની થઈ.

અહીં સ્વાભાવિક પ્રશ્ન એ થાય કે Rest – વિશ્રામની સ્થિતિ હોય તો ખોટું શું છે ? આ એક વિચારણીય પ્રશ્ન છે. જૈન તત્ત્વજ્ઞો કહે છે કે આત્માનું લક્ષણ હંમેશાં પ્રગતિ કરવા તરફનું જ હોય છે. જે પરિસ્થિતિમાં આપણને 'અવગતિ' થયાનું લાગે છે તે ખરેખર તો પ્રગતિના કારણભૂત સ્થિતિ છે કેમકે અવગતિની સ્થિતિમાંથી આત્મા પસાર થાય ત્યારે તેને અનુભવ મળે છે કે અમુક કારણસર તેની પ્રગતિને બદલે અવગતિ થઈ છે. તેનો અનુભવ થતાં કદાચ બે ત્રણ જન્મો પણ થાય. પરંતુ એક ક્ષણ તો એવી આવશે જ કે જ્યારે આ અનુભવ લઈને આત્મા સાચા રસ્તા ઉપર ચડશે. આથી સંપૂર્ણ વિશ્રામની સ્થિતિ આત્માની છેલ્લી પ્રગતિની સ્થિતિ ઉત્પન્ન કરવામાં બાધક છે. આથી આત્માની ગતિશીલતા અટકી પડે તે સ્થિતિ 'અધર્મ' દ્રવ્યની છે.

### (૪) (૫) 'આકાશ-કાળ'

બાકી બે દ્રવ્યો રહ્યાં તે આકાશ અને કાળ – Space and Time – જીવનની તમામ પ્રવૃત્તિઓમાં આ બંનેની જરૂર રહે છે. તે બંને ન હોય તો કોઈ પણ પ્રવૃત્તિ થઈ શકે જ નહિ.

આ પાંચેય દ્રવ્યોના સંસર્ગમાં રહીને 'જીવ' આ સંસારમાં પોતાની પ્રવૃત્તિ સારા કે નરસા કાર્યોમાં કરે છે અને કાર્ય-કારણના અફર નિયમ મુજબ તે કાર્યોના સારા નરસા પરિણામ ભોગવે છે.

### સુખ-દુઃખની ચાવી

સંસાર ચક્રની આ સમજ આપણે સ્વીકારીએ તો શું ફલિત થાય છે ? સ્પષ્ટ રીતે જે વાત ફલિત થાય છે તે એ જ કે આપણા સુખ દુઃખની ચાવી આપણા જ હાથમાં છે – ઈશ્વર નામની કોઈ બાહ્ય શક્તિના હાથમાં નથી. આપણા એટલે કે આપણા આત્માના – આપણામાં રહેલ ચૈતન્ય તત્ત્વના – 'સ્વ'ભાવને સમ્યગ રીતે ઓળખીને તેમાં પ્રગતિ કરીએ તો આપણે 'અજીવ' દ્રવ્યોની પકડમાંથી છૂટતા જઈએ એટલે કે કષાયોથી મુક્ત થતાં જઈએ જે મુક્તિ આપણને શુદ્ધ ચૈતન્યમય સ્થિતિમાં લઈ જઈ શકે. 'આપણે' શબ્દનો પ્રયોગ 'જીવ' દ્રવ્ય માટે જ છે કારણ કે જે 'અજીવ' દ્રવ્યો છે તે તો ક્ષણિક અને પરદ્રવ્યો છે. તે દ્રવ્યો મારફત જે પ્રવૃત્તિ થાય છે તેનું પરિણામ

તો 'જીવ'ને જ ભોગવવાનું રહે છે. માટે તત્ત્વજ્ઞો કહે છે કે આત્માએ ખરી દિશામાં પ્રગતિ કરવી હોય તો 'જીવ' 'અજીવ'ના આ દ્વંદ્વને પ્રથમ સમજવાની ખાસ જરૂરત છે. ગીતાજીના અધ્યાય નં. ૧૩ માં ક્ષેત્ર – ક્ષેત્રજ્ઞની જે ચર્ચા છે તે જૈન દર્શનમાં આવતી "જીવ-અજીવ"ની જ ચર્ચા છે (જુઓ શ્લોક નં. ૧૯-૨૦-૨૧) આ અધ્યાયને એ તે ભગવાન કહે છે : -

"હે અર્જુન, ઉપર જે રીતે કહ્યું તે રીતે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વચ્ચેનું અંતર તથા પ્રકૃતિ (આજીવ) ના બંધનથી મુક્ત કેવી રીતે થવાય તે જે જાણે છે તે પરમ્ સ્વરૂપને પામે છે." (૧૩-૧૪)

સમજાશે તો આપોઆપ જ્ઞાન થશે કે આપણો આત્મા પોતે જ આપણા કર્મનો કર્તા છે, અને કર્મનો કર્તા છે એટલે કર્મ-જન્ય સુખ-દુઃખનો ભોક્તા પણ છે. તેથી જ તત્વજ્ઞોએ કહ્યું કે 'अप्पाकत्ता विकत्ता य सुहाण य दुहाण या' 'કર્મનો કર્તા અને અકર્તા આત્મા જ છે અને તેથી સુખદુઃખનો ભોક્તા પણ તે જ છે.'

## કર્મ સિદ્ધાંત

જ્યાં સુધી 'જીવ' (આત્મા) પુદ્ગલના સંસર્ગથી છુટો ન થાય ત્યાં સુધી તેની કર્મ-જન્ય પ્રવૃત્તિઓ ચાલુ જ રહેવાની, અને જો કર્મ જન્મે તો તેની પાછળ કર્મ-ફળ પણ આવવાનું જ. આ વિશ્વમાં કોઈ પણ ક્રિયા એવી નથી કે જેની ફળસ્વરૂપ પ્રતિક્રિયા ન હોય – કાર્યકારણનો આ અચળ નિયમ છે. વિશ્વમાં કોઈ વસ્તુ કે પ્રસંગ આકસ્મિક નથી હોતો. જેનું કારણ આપણે જાણતા નથી તેને આપણે આકસ્મિક ગણીએ છીએ. અગર તો તેમાં ચમત્કારનું આરોપણ કરીએ છીએ. પરંતુ દરેક પ્રસંગ કે હકીકતને તેનું કારણ તો હોય જ છે.

જો આમ હોય તો પુદ્ગલના સંસર્ગથી 'જીવ' જે કાંઈ સારું કે નરસું કાર્ય કરે તેનું પરિણામ તો તેને જ ભોગવવું પડ. સારા કર્મને આપણે 'પુણ્ય' તરીકે ઓળખીએ છીએ અને ખરાબ કર્મને 'પાપ' તરીકે ઓળખીએ છીએ. આ બંને જાતના કર્મના ફળ હોય છે અને તે ફલનો ભોગવટો કરતાં બીજા કર્મો પણ બંધાવાની શક્યતા છે. જે પુણ્યના સારા ફળ ભોગવતા પાપ કર્મ

ઉપાર્જીત થાય તેને 'પાપાનુબંધી' પુણ્ય કહે છે અને જે 'પાપ' કર્મ કરતાં 'પુણ્ય' ઉપાર્જીત થાય તેને 'પુણ્યાનુબંધી' પાપ કહે છે. (દા.ત. કોઈ નિર્દોષ વ્યક્તિની વહારે જતાં હિંસા કરવાની જરૂર ઉભી થાય.) આ રીતે પુણ્ય-પાપનો ચક્રાવો ચાલ્યા જ કરે તો 'જીવ' કર્મ બંધનથી મુક્ત ક્યારે થાય તેવો પ્રશ્ન સહેજે ઉભો થાય, કારણ કે 'જીવ' સિદ્ધ સ્થિતિને પ્રાપ્ત ત્યારે જ થાય કે જ્યારે પાપનું બંધન તો ન હોય, પરંતુ પુણ્ય કર્મનું બંધન પણ ન હોય. બંને બંધનો સાંકળરૂપ છે.

**ભાવકર્મ**

ઉપરના પ્રશ્નનો જવાબ એ છે કે સારા નરસા કર્મનું બંધન ત્યારે જ થાય **છે જ્યારે તે સકામ વૃત્તિથી થયું હોય.** આપણા સત્કાર્યો પણ સાહજિક રીતે નહીં પરંતુ કાંઈક પ્રાપ્ત કરવાના ઈરાદાથી થયાહોય તો તે કાર્યનું ફળ તો જરૂર મળે પણ તેનું બંધન તો થાય જ, તેનું ફળ ભોગવવું પડે અને તે ભોગવતા ભોગવતા નવા કર્મનું બંધન ઉત્પન્ન થવાનો સંભવ રહે. આથી **જૈન તત્ત્વજ્ઞોએ કોઈ પણ કાર્ય પાછળના 'ભાવ'ને ઘણું જ મહત્ત્વ આપ્યું છે.** તેને 'ભાવકર્મ' કહે છે. આથી કોઈ કાર્ય આચરણમાં ન મૂકી શક્યા હોઈએ પરંતુ તે કાર્ય કરવાના 'ભાવ' કર્યા હોય તો તે ભાવકર્મનું બંધન થાય.

ભગવાન મહાવીરના જીવનમાં એક પ્રસંગ બન્યો જે આ ભાવકર્મનો સિદ્ધાંત સમજવામાં ઉપયોગી થશે. મહાવીરના સાંસારિક સંબંધે થતાં જમાઈ શ્રી જામાલીએ પણ મહાવીરના શિષ્ય તરીકે દીક્ષા લીધેલ. એક વખત તેઓ પોતાના શિષ્યો સાથે વિહાર કરતા હતા ત્યારે અસ્વસ્થ તબિયતને કારણે તેમણે શિષ્યોને પોતાને સૂવા માટે પથારી કરવાનું કહ્યું. શિષ્યોએ પથારીની માનસિક તૈયારી કરતાં જાહેર કર્યું કે પથારી થાય છે. હકીકતે તેઓ ફક્ત માનસિક તૈયારીમાં જ હતા. જામાલીને વિચાર આવ્યો કે હજુ તો પથારી કરવાનું શરૂ નથી કર્યું, તે કરવા માટેનો વિચાર જ થયો છે તેથી પથારી થાય છે તેમ કેવી રીતે કહી શકાય ? આ ઉપરથી તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે કોઈ પણ કામ પૂરું થયા બાદ જ તે કામ 'થયું' ગણાય અને તે રીતે કામ પૂરું થયું ન હોય તો તેનું ફળ ભોગવવાનું રહે નહીં. તેમનો આ

તર્ક સાચોહોય તો પરિણામ એ આવે કે જો કોઈ વ્યક્તિએ બીજી વ્યક્તિનું ખૂન કરવાનો વિચાર કર્યો હોય અને તે અંગેની માનસિક તૈયારી કરી હોય પરંતુ તેનો અમલ ન કર્યો હોય તો તેની મનસિક તૈયારી થઈ તે મટે તેને - કોઈ ફળ ભોગવવું પડે નહિ કેમકે માનસિક 'ભાવો' ઉઠે તે 'કર્મ'ની વ્યાખ્યામાં આવે નહીં. મહાવીર આ તર્ક સાથે સહમત નહોતા. તેમની માન્યતા પ્રમાણે આપણા મનમાં ઉત્પન્ન થતા રાગ-દ્વેષના ભાવો જ 'કર્મ' છે. આવા ભાવો આત્માની આસપાસ સદૈવ વ્યાપી રહેલાં સૂક્ષ્માતિસૂક્ષ્મ ભૌતિક પરમાણુઓને આકર્ષે છે. એક વૈજ્ઞાનિક માન્યતા એવી છે કે ઈન્દ્રિયોથી સ્પર્શ કરી શકાય તેવી સ્થૂળ વસ્તુઓથી માંડીને સૂક્ષ્માતિસૂક્ષ્મ પરમાણુઓ કે જે દૃષ્ટિગોચર પણ નથી તે અંતતઃ તો ઉર્જાના સતત ફેલાઈ રહેલ કિરણો જ છે. જે પદાર્થ ઘન સ્વરૂપે અને સ્થૂળ આકારનો દેખાય છે તે બીજું કાંઈ નથી, ફક્ત ઉર્જા-કિરણોની ઘનતા માત્ર જ છે. આવી વૈજ્ઞાનિક શોધ અતિ મહત્ત્વની છે અને તે બરાબર હોય તો વિવિધ તાત્વિક માન્યતાઓને પુષ્ટિ મળે છે. પુદ્ગલો વિષેની જૈન માન્યતા એવી છે કે આ લોકના સમગ્ર અવકાશમાં સત્ અને અસત્, શુભ અને અશુભ તત્ત્વોની ઉર્જા ઠાંસોઠાંસ ભરેલ જ છે. આપણામાં પણ તેવી જ ઉર્જા છે. આપણી ચિત્ત-શક્તિથી આપણામાં રહેલ શુભ કે અશુભ ઉર્જા શક્તિને આપણે ઉત્તેજિત કરીએ છીએ ત્યારે બહાર અવકાશમાં રહેલ તે જ પ્રકારની શક્તિ આકર્ષાય છે અને તેને વિશિષ્ટ રૂપ અર્પણ કરે છે. આ પ્રકારનું વિશિષ્ટ રૂપ જ કર્મ બંધન કરે છે. આથી આપણા મનમાં ઉઠતા ભાવો જ કર્મ બંધનનું કારણ બને છે. આ ભાવો જયારે કાર્યરત થઈ તેનું અમલીકરણ થાય છે ત્યારે કર્મ-બંધ વધુ મજબૂત બને છે. પરંતુ 'ભાવ' ફરી જાય ત્યારે, અગર તો કોઈ કારણસર તેનું અમલીકરણ થાય નહી ત્યારે તે કર્મ-બંધ નબળું અગર નહીવત્ બને છે. મહાવીર અને જામાલી વચ્ચેના આ મતભેદ બાબતમાં, ડૉ. કાર્લ યંગ જેવા આધુનિક મનોવૈજ્ઞાનિકોનો ટેકો શ્રી મહાવીરના મતને મળે છે. ડૉ. યંગ મહાવીરના 'ભાવ-કર્મ'ને 'Personal unconscious' નામ આપે છે. ગીતાજીનો નિષ્કામ કર્મનો જે સિદ્ધાંત છે તે આ 'ભાવ-કર્મ'ના સિદ્ધાંતને અનુરૂપ છે. પં. સુખલાલજી આ બાબતમાં લખે છેઃ "પુણ્યબંધ કે પાપબંધની સાચી કસોટી કેવળ ઉપરની ક્રિયા નથી,

પણ એની સાચી કસોટી કર્તાનો ઈરાદો જ છે. પુણ્ય પાપની આ કસોટી સૌને સામાન્ય રીતે માન્ય છે, કારણ કે આ સિદ્ધાંત સર્વમાન્ય છે કે યાદૃશી ભાવના યસ્ય સિદ્ધિર્ભવતી તાદૃશી ।"

## કર્મના પ્રકારો

જૈન દાર્શનિકોએ કર્મના ૪૮ પ્રકારો વર્ણવ્યા છે, પરંતુ તેમાંના મુખ્ય તો આઠ છે જેનો નિર્દેશ અહી કરીશું. આ આઠ છે : (૧) દર્શનાવરણીય, (૨) જ્ઞાનાવરણીય, (૩) વેદનીય, (૪) મોહનીય, (૫) આયુષ્ય, (૬) નામ, (૭) ગોત્ર અને (૮) અંતરાય. આમાંના પ્રથમ ચાર 'ઘાતી કર્મ' કહેવાય છે, અને છેલ્લાં ચાર 'અઘાતી' કહેવાય છે. 'ઘાતી' એટલે જે આત્મિક પ્રગતિનો ઘાત કરવાવાળા છે અને છેલ્લાં ચાર 'અઘાતી' છે કારણ કે માનવ શરીર છે ત્યાં સુધી તેની સાથે જ જોડાયલા છે, પરંતુ ઘાતી કર્મોનો નાશ થયા બાદ આ અઘાતી કર્મો શરીરના છુટવાની સાથે જ છુટી જાય છે.

પ્રથમના બે જાતના કર્મો વ્યક્તિના દર્શન અને જ્ઞાનનું આવરણ કરે છે. દર્શન એટલે શ્રદ્ધાપૂર્વકની ઝાંખી. સિદ્ધિ પ્રાપ્ત થયેલ વ્યક્તિએ કરેલ વાત સાચી છે તેવી શ્રદ્ધા હોય પરંતુ તે કેવી રીતે સાચી છે, તેની પાછળનો તર્ક શું છે, મને તે કેટલી ઉપયોગી છે વગેરેનો બોધ ન હોય ત્યારે ફક્ત 'દર્શન'ની ભૂમિકા છે. પરંતુ જિજ્ઞાસુ સાધકને ફક્ત આટલાથી જ સંતોષ નથી થતો તેથી તે તત્ત્વનો ઉંડો અભ્યાસ કરવા પ્રેરાય છે અને તે અભ્યાસ કરે છે ત્યારે 'જ્ઞાન'ની ભૂમિકામાં પ્રવેશ કરે છે.

આથી પ્રથમના બે પ્રકારના કર્મો વ્યક્તિની દર્શન અને જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિનું આવરણ કરે છે. દર્શનનું આવરણ હોય તેને કોઈ પણ સત્પુરુષ પર શ્રદ્ધા બેસતી નથી અને તેના વચનોની સમીક્ષા કરવાનું મન પણ થતું નથી. સંસારની ભૌતિક વસ્તુઓમાં તેના મનનું રટણ એટલું તીવ્ર હોય છે કે સારા નરસાનું ભાન ગુમાવી બેસે છે, અને તત્ત્વની વાતો તેને મન ખાલી બકવાસ જ છે. આવી વ્યક્તિ અહમ્‌થી ભરપૂર હોય છે અને જીવનના અંત સુધી વિષમતાઓથી ઘેરાયેલ રહી અસંતોષમાં જ મૃત્યુને ભેટે છે.

જે કર્મો જ્ઞાનાવરણીય છે તે સંબંધિત વ્યક્તિને તત્ત્વના ઉંડાણમાં જઈ તેને બૌદ્ધિક સ્તર જતાં અટકાવે છે. બુદ્ધિજીવી વર્ગને ફક્ત શ્રદ્ધાથી જીવન ચલાવવું ગમતું નથી. તેથી જ્ઞાનના આવરણને દૂર કરવાને તે પ્રયત્ન કરે તો વધતે ઓછે અંશે જરૂર સફળ થાય અને તે સફળતા જેટલ અંશે પ્રાપ્ત થાય તેટલે અંશે તત્ત્વના રહસ્યને પામી શકે છે.

વેદનીય કર્મ વ્યક્તિને શારીરિક કે માનસિક વેદના ઉત્પન્ન કરે છે. આ જીવન કે અગાઉના કોઈ જીવનમાં બીજા જીવોને વેદના ઉત્પન્ન થાય તેવા કર્મો કર્યા હોય તો તેના ફળસ્વરૂપ આપણે પણ કોઈ ને કોઈ પ્રકારની વેદના સહન કરવાની આવે જ. દોષ દેવાને બદલે આ મારા જ કર્મનું ફળ છે માટ મારે તેનું પરિણામ ભોગવવા તૈયાર રહેવું જોઈએ તેવું સમજી સમતાભાવે તે વેદના સહન કરીએ તો આવા કર્મની નિર્જરા થઈ શકે છે એટલે કે તેના ફળ ફરી ભોગવવાના રહેતા નથી. પરંતુ તેવી સમતા ન રહી શકે તો ઉદય આવેલ કર્મના ફળ તો ભોગવવા જ પડે તેટલું જ નહીં પરંતુ નવા કર્મોનું ઉપાર્જન થાય.

મોહનીય કર્મ સંપૂર્ણ રીતે મોહ જનિત છે અને દરેક પ્રકારના કર્મોમાં અગ્રેસર છે. મનુષ્ય જીવનનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીશું તો જણાશે કે જીવનના નવાણું ટકા કાર્યો મોહ જનિત હોય છે. પછી તે મોહ ઐશ્વર્યનો હોય, સત્તાનો હોય, કુટુંબ પરિવારનો હોય, સાંપ્રદાયિક હોય કે કોઈ વિચારશ્રેણી કે કોઈ આદર્શ પ્રત્યેનો હોય. 'મોહ' શબ્દ 'મુહ્' ધાતુમાંથી બન્યો છે. 'મુહ્' એટલે 'મૂર્છા' મોહ માત્ર મૂર્છિત દશા ઉત્પન્ન કરે છે અને બુદ્ધિને તટસ્થ તેમજ સ્વતંત્ર દશામાં વિચાર કરતાં અટકાવે છે.

આવો 'મોહ' તીર્થંકરો માટે કે 'મોક્ષ'ની સ્થિતિ માટે હોય તો તે પણ શુદ્ધ જ્ઞાન - કૈવલ્યની પ્રાપ્તિ માટે બાધક છે. આ અંગેનું એક સુંદર દૃષ્ટાંત ભગવાન મહાવીરના પટ્ટ શિષ્ય ગૌતમના જીવનનું છે. ભગવાનના સૂત્રો ભગવાનના શ્રીમુખેથી પ્રથમ મેળવવાનું સદ્ભાગ્ય શ્રી ગૌતમનું જ હતું. ભગવાનના નિર્વાણના સમાચાર ગૌતમને મળ્યા ત્યારે તેમને અત્યંત શોક થયો. કેમકે ભગવાન પ્રત્યે તેમને અનહદ પ્રમ-ભક્તિ હતા. તેમણે જોયું કે ભગવાનના નિર્વાણ સમયે ઘણા શ્રાવકોને કૈવલ્ય પ્રાપ્ત થયું હતું પરંતુ

તેમને પોતાને નહોતું થયું. ભગવાનના ઉપદેશના પ્રથમ શ્રાવક અને પટ્ટ શિષ્ય તો તેઓ જ હતા છતાં અને ભગવાનની અતિ નિકટ પણ તેઓ જ હતાં છતાં ભગવાનની હયાતી દરમ્યાન તેઓ કૈવલ્યને પામી શક્યા નહીં તો હવે પછી કેવી રીતે પામી શકશે તે વિચારે તેઓ વધુ વ્યાકુળ બન્યા. આથી સંદેશવાહકને તેમણે પુછ્યું કે ભગવાને મારા માટે કોઈ સંદેશ આપ્યો છે ? જવાબ મળ્યો કે ભગવાનનો આદેશ હતો કે ગૌતમને કહેજો કે ગૌતમ ! મારા પ્રત્યેનો મોહ તે 'મોહ' જ છે તેથી તેને પણ ત્યાગ કરવો ઈષ્ટ છે !! ભગવાનના જીવન દરમ્યાન પણ તેમનો ઉપદેશ આ રીતનો જ હતો તે વાતની ગૌતમને યાદ આવી અને ગૌતમનું મનોમંથન તથા આત્મનિરીક્ષણ શરૂ થયું અને તેમને પણ કૈવલ્યની પ્રાપ્તિ થઈ.

મોહ અને પ્રેમ તે બંને ભિન્ન વસ્તુઓ છે. એક મૂર્છિત દશાનું અને બીજું જાગૃત દશાનું પરિણામ છે. એક અપેક્ષા મિશ્રિત છે તેથી વિષાદજન્ય છે જ્યારે બીજું અનપેક્ષિત અને સહજ છે, જેમાં વિષાદને કોઈ સ્થાન નથી.

ચાર ઘાતી કર્મોનું આ વિશ્લેષણ છે. બાકીના ચાર જે અઘાતી છે તે શરીરની સાથે જ રહે છે, તેની નિર્જરા સરળ છે અને બહુધા શરીરની સાથે જ નાશ પામે છે.

## કર્મ મુક્તિના ઉપાયો

કર્મ બંધનના કારણો સમજવામાં જ તેની મુક્તિના ઉપાયો સમજી શકાય તેમ છે. પરંતુ જૈન તત્ત્વજ્ઞોએ બે મુખ્ય ઉપાયો દર્શાવ્યા છે. કર્મ મુક્તિ માટેનો શબ્દ 'નિર્જરા' છે. આ નિર્જરાના બે પ્રકાર ગણાવ્યા છે : ૧. સકામ અને ૨. અકામ. 'સકામ' એટલે ઈરાદાપૂર્વક અને પ્રયત્નપૂર્વકની અને અકામ એટલે ઉદય આવેલ કર્મોને સહજભાવે સહન કરી લેવાની પદ્ધતિ – આ રીતે સહન કરવાથી કર્મની ગતિ અટકે છે.

સકામ નિર્જરા કર્મો ખતમ કરવાની ઈચ્છાથી તપશ્ચર્યાના માર્ગે થઈ શકે. આ તપશ્ચર્યાનો માર્ગ જૈનોમાં ઘણો જાણીતો છે. પરંતુ ખરી તપશ્ચર્યા કોને કહેવાય તેની સ્પષ્ટતાની ખાસ જરૂર છે. ખરી તપશ્ચર્યા કર્મ બંધનોને તોડવાના હેતુથી જ થવી જોઈએ. તેનો કોઈ ઢંઢેરો ન હોય, કે તેની પાછળ

કીર્તિ કમાવાની ભાવના ન હોવી જોઈએ તેમજ તેની કોઈ ઉજવણી પણ ન હોય. તે તપસ્યા આધ્યાત્મિક ઉન્નતિ માટેની જ હોય. નર્યું દેહદમન કરવાથી કોઈ નિર્જરા શક્ય નથી, કેમકે તેવા દેહદમનની કિંમત શારીરિક કસરતથી વિશેષ નથી. દશવૈકાલિક અને ભગવતી સૂત્રોનો આધાર લઈને પંડિત સુખલાલજી લખે છે, **"ખુદ મહાવીર અને એમનો ઉપદેશ માનવાવાળી સમગ્ર નિર્ગ્રંથ પરંપરાનું સાહિત્ય એ બંને એકી અવાજે એમ કહે છે કે દેહ દમન કે કાર્યકલેશ ગમે તેટલું ઉગ્ર કેમ ન હોય, પણ જો એનો ઉપયોગ આધ્યાત્મિક શુદ્ધિ અને ચિત્તક્લેશના નિવારણ માટ ન થાય તો એ દેહદમન અન કાયકલેશ નકામા છે."**

**તપશ્ચર્યા**

આત્મશુદ્ધિની આ જરૂરિયાત લક્ષ્યમાં રાખીને ભગવાને તપશ્ચર્યાના બે પ્રકાર પાડ્યા. જેમકે, (૧) અભ્યંતર તપ અને (૨) બાહ્ય તપ.

**અભ્યંતર :** અભ્યંતર તપ આંતર શુદ્ધિ ઉપર વજન આપે છે કારણ કે જ્યાં સુધી માણસના અંતર-મનની શુદ્ધિ નહીં થાય ત્યાં સુધી બાહ્ય તપની કોઈ કિંમત નથી. આથી વિદ્વતવર્ય આચાર્યશ્રી હેમચંદ્રાચાર્યે કહ્યું કે निर्जराकरणे बाह्यात् श्रेष्ठं अभ्यंतर तपः । અર્થાત્, કર્મની નિર્જરા કરવી હોય તો બાહ્ય તપ કરતાં 'અભ્યંતર તપ' શ્રેષ્ઠ છે.

તો પ્રશ્ન એ ઉભો થાય છે કે અભ્યંતર તપ કરવા શું શું કરવું જોઈએ ? આ પ્રશ્નનો જવાબ અભ્યંતર તપના પ્રકારો શાસ્ત્રમાં વર્ણવામાં આવ્યા છે તેમાંથી મળી રહે છે. આ પ્રકારો નીચે મુજબ છે.

(૧) *પ્રાયશ્ચિત :* જાણીને કે અજાણતા જે માનસિક અગર શારીરિક સ્ખલનો થયા હોય તેનું અન્વેષણ કરી તે ફરી થવા પામે નહીં તેની તકેદારી.

(૨) *વિનય :* જ્ઞાન, દર્શન અને ચારિત્ર માટે માન.

(૩) *વૈયાવૃત્ય :* સંતોની સેવા

(૪) *સ્વાધ્યાય :* આત્મોન્નતિ થાય તેવું વાચન, મનન અને ચિંતન.

(૫) *વ્યુત્સર્ગ :* અહંકાર અને ભૌતિક સંબંધો તથા વસ્તુઓમાં મારાપણાની ભાવનાનો ત્યાગ.



તેમને પોતાને નહોતું થયું. ભગવાનના ઉપદેશના પ્રથમ શ્રાવક અને પટ્ટ શિષ્ય તો તેઓ જ હતા છતાં અને ભગવાનની અતિ નિકટ પણ તેઓ જ હતાં છતાં ભગવાનની હયાતી દરમ્યાન તેઓ કૈવલ્યને પામી શક્યા નહીં તો હવે પછી કેવી રીતે પામી શકશે તે વિચારે તેઓ વધુ વ્યાકુળ બન્યા. આથી સંદેશવાહકને તેમણે પુછ્યું કે ભગવાને મારા માટે કોઈ સંદેશ આપ્યો છે ? જવાબ મળ્યો કે ભગવાનનો આદેશ હતો કે ગૌતમને કહેજો કે ગૌતમ ! મારા પ્રત્યેનો મોહ તે 'મોહ' જ છે તેથી તેને પણ ત્યાગ કરવો ઈષ્ટ છે !! ભગવાનના જીવન દરમ્યાન પણ તેમનો ઉપદેશ આ રીતનો જ હતો તે વાતની ગૌતમને યાદ આવી અને ગૌતમનું મનોમંથન તથા આત્મનિરીક્ષણ શરૂ થયું અને તેમને પણ કૈવલ્યની પ્રાપ્તિ થઈ.

મોહ અને પ્રેમ તે બંને ભિન્ન વસ્તુઓ છે. એક મૂર્છિત દશાનું અને બીજું જાગૃત દશાનું પરિણામ છે. એક અપેક્ષા મિશ્રિત છે તેથી વિષાદજન્ય છે જ્યારે બીજું અનપેક્ષિત અને સહજ છે, જેમાં વિષાદને કોઈ સ્થાન નથી.

ચાર ઘાતી કર્મોનું આ વિશ્લેષણ છે. બાકીના ચાર જે અઘાતી છે તે શરીરની સાથે જ રહે છે, તેની નિર્જરા સરળ છે અને બહુધા શરીરની સાથે જ નાશ પામે છે.

### કર્મ મુક્તિના ઉપાયો

કર્મ બંધનના કારણો સમજવામાં જ તેની મુક્તિના ઉપાયો સમજી શકાય તેમ છે. પરંતુ જૈન તત્ત્વજ્ઞોએ બે મુખ્ય ઉપાયો દર્શાવ્યા છે. કર્મ મુક્તિ માટેનો શબ્દ 'નિર્જરા' છે. આ નિર્જરાના બે પ્રકાર ગણાવ્યા છે : ૧. સકામ અને ૨. અકામ. 'સકામ' એટલે ઈરાદાપૂર્વક અને પ્રયત્નપૂર્વકની અને અકામ એટલે ઉદય આવેલ કર્મોને સહજભાવે સહન કરી લેવાની પદ્ધતિ — આ રીતે સહન કરવાથી કર્મની ગતિ અટકે છે.

સકામ નિર્જરા કર્મો ખતમ કરવાની ઈચ્છાથી તપશ્ચર્યાના માર્ગે થઈ શકે. આ તપશ્ચર્યાનો માર્ગ જૈનોમાં ઘણો જાણીતો છે. પરંતુ ખરી તપશ્ચર્યા કોને કહેવાય તેની સ્પષ્ટતાની ખાસ જરૂર છે. ખરી તપશ્ચર્યા કર્મ બંધનોને તોડવાના હેતુથી જ થવી જોઈએ. તેનો કોઈ ઢંઢેરો ન હોય, કે તેની પાછળ

કીર્તિ કમાવાની ભાવના ન હોવી જોઈએ તેમજ તેની કોઈ ઉજવણી પણ ન હોય. તે તપસ્યા આધ્યાત્મિક ઉન્નતિ માટેની જ હોય. નર્યું દેહદમન કરવાથી કોઈ નિર્જરા શક્ય નથી, કેમકે તેવા દેહદમનની કિંમત શારીરિક કસરતથી વિશેષ નથી. દશવૈકાલિક અને ભગવતી સૂત્રોનો આધાર લઈને પંડિત સુખલાલજી લખે છે, **"ખુદ મહાવીર અને એમનો ઉપદેશ માનવાવાળી સમગ્ર નિર્ગંથ પરંપરાનું સાહિત્ય એ બંને એકી અવાજે એમ કહે છે કે દેહ દમન કે કાર્યકલેશ ગમે તેટલું ઉગ્ર કેમ ન હોય, પણ જો એનો ઉપયોગ આધ્યાત્મિક શુદ્ધિ અને ચિત્તકલેશના નિવારણ માટ ન થાય તો એ દેહદમન અન કાયકલેશ નકામા છે."**

**તપશ્ચર્યા**

આત્મશુદ્ધિની આ જરૂરિયાત લક્ષ્યમાં રાખીને ભગવાને તપશ્ચર્યાના બે પ્રકાર પાડ્યા. જેમકે, (૧) અભ્યંતર તપ અને (૨) બાહ્ય તપ.

**અભ્યંતર :** અભ્યંતર તપ આંતર શુદ્ધિ ઉપર વજન આપે છે કારણ કે જ્યાં સુધી માણસના અંતર-મનની શુદ્ધિ નહીં થાય ત્યાં સુધી બાહ્ય તપની કોઈ કિંમત નથી. આથી વિદ્વતવર્ય આચાર્યશ્રી હેમચંદ્રાચાર્યે કહ્યું કે निर्जराकरणे बाह्यात् श्रेष्ठं अभ्यंतर तपः । અર્થાત્, કર્મની નિર્જરા કરવી હોય તો બાહ્ય તપ કરતાં 'અભ્યંતર તપ' શ્રેષ્ઠ છે.

તો પ્રશ્ન એ ઉભો થાય છે કે અભ્યંતર તપ કરવા શું શું કરવું જોઈએ ? આ પ્રશ્નનો જવાબ અભ્યંતર તપના પ્રકારો શાસ્ત્રમાં વર્ણવામાં આવ્યા છે તેમાંથી મળી રહે છે. આ પ્રકારો નીચે મુજબ છે.

(૧) *પ્રાયશ્ચિત :* જાણીને કે અજાણતા જે માનસિક અગર શારીરિક સ્ખલનો થયા હોય તેનું અન્વેષણ કરી તે ફરી થવા પામે નહીં તેની તકેદારી.

(૨) *વિનય :* જ્ઞાન, દર્શન અને ચારિત્ર માટે માન.

(૩) *વૈયાવૃત્ય :* સંતોની સેવા

(૪) *સ્વાધ્યાય :* આત્મોન્નતિ થાય તેવું વાચન, મનન અને ચિંતન.

(૫) *વ્યુત્સર્ગ :* અહંકાર અને ભૌતિક સંબંધો તથા વસ્તુઓમાં મારાપણાની ભાવનાનો ત્યાગ.

(૬) *ધ્યાન :* શુદ્ધ આત્માના ચિંતનમાં સતત ધ્યાનમગ્ન રહી મનની એકાગ્રતા કેળવવી.

અભ્યંતર તપના આ છ પ્રકારો યોગ્ય પ્રકારે કેળવાય તો આધ્યાત્મિક શુદ્ધિ અને ચિત્તકલેશનું નિવારણ સહજ બને અને બાહ્ય તપશ્ચર્યાનો માર્ગ પણ સરળ થાય. જીવન શુદ્ધિની આ જાતની આંતરિક પ્રક્રિયા સંપૂર્ણ તર્કશુદ્ધ છે અને તે વિનાનું બાહ્ય તપ ફળદાયક થવા સંભવ નથી.

**બાહ્ય તપ**

બાહ્ય તપના પણ છ પ્રકારો શાસ્ત્રકારોએ કહ્યા છે. તે તમામ પ્રકારોમાં અભ્યંતર તપની છાપ હોવાની આવશ્યકતા છે. આ છ પ્રકારો નીચે મુજબ છે :

(૧) *અનશન અગર ઉપવાસ :* 'અનશન' એટલે ખોરાક લેવાનો પ્રતિબંધ. 'ઉપવાસ'નો અર્થ વધુ વિસ્તૃત છે. 'ઉપ' એટલે નજદીક અને 'વાસ' એટલે રહેઠાણ. 'ઉપવાસ' એટલે આત્માની નજદીકનું રહેઠાણ. 'ઉપવાસ' રહિતના અનશનમાં અને લાંઘણમાં કાંઈ ફરક નથી. તેથી અનશન વખતે આત્મ-સ્થિરતા કેળવવી.

(૨) *ઉણોદરી :* સામાન્ય ખોરાક કરતાં ઓછો ખોરાક લેવો. આ તપના અનેક પ્રકારો હોઈ શકે. દા.ત. એકાસણું, એકાન્તરે આહાર લેવો, અમુક સમયે જ લેવો અને અમુક પ્રકારનો જ લેવો વગેરે. ભાવતી વસ્તુ પણ મર્યાદામાં લેવી અને પેટભરીને ખાવાની ટેવ જતી કરવી તે આ પ્રકારના તપમાં આવી શકે.

(૩) *વૃત્તિસંક્ષેપ :* જુદા જુદા વિષયોમાં મનોવૃત્તિને છુટી મૂકવી નહીં અને ખાવાપીવામાં તેમજ રહેણીકરણીમાં અનિયંત્રિત રીતે સ્વૈરવિહાર કરવાથી મનોનિગ્રહ અશક્ય બને છે. માણસની ઈચ્છાને કોઈ મર્યાદા નથી, તેને અનિયંત્રિત રીતે સંતોષવા જઈએ તો તેનો કદી અંત આવતો નથી. જેમ અગ્નિમાં બળતણ નાંખવાથી અગ્નિ શાંત થતી નથી તેમ વાસના રૂપી અગ્નિ ભૌતિક ઈચ્છાઓની તૃપ્તિથી શાંત થતી નથી અને વાસનાની શાંતિ ન થાય ત્યાં સુધી સાંસારિક જીવનમાં સુખની શોધ નિષ્ફળ રીતે

જીવનના અંત સુધી ચાલ્યા જ કરે છે. આથી ભગવાન બુદ્ધે ખરું કહ્યું કે, "આપણે આપણી ભૌતિક ઈચ્છાઓની પરિતૃપ્તિથી આપણી જાતને જેમ આનંદિત કરીએ છીએ તેમ દુ:ખી પણ કરીએ છીએ." આ રીતે સુખ અને દુ:ખની ઘટમાળમાંથી મૃત્યુ સુધી મુક્ત થઈ શકતા નથી. આથી વૃત્તિસંક્ષેપ – વૃત્તિઓની ભૌતિક ઈચ્છાઓની મર્યાદા એ બાહ્ય તપનો અગત્યનો પ્રકાર છે જે ફક્ત ખાવાપીવામાં જ નહીં પરંતુ સમગ્ર જીવન વ્યવહારને આવરી લે છે.

(૪) *રસ પરિત્યાગ :* ખાવાપીવામાં રસવૃત્તિને મહત્ત્વ આપવાને બદલે પોષણ તત્ત્વને મહત્ત્વ આપી તપશ્ચર્યાના માર્ગે આગળ વધવું. આયંબીલ પાળવી તે રસ પરિત્યાગનો પ્રકાર છે. રસ પરિત્યાગથી જીભના સ્વાદ ઉપર નિયંત્રણ રાખી શકાય છે અને જેને જીભ ઉપર નિયંત્રણ છે તેને જીવન ઉપરનું નિયંત્રણ સ્વાભાવિક બને છે.

(૫) *વિવિક્ત - શય્યાસન :* શાંત ચિત્તે ધ્યાનમાં બેસી શકાય તેવા એકાંત સ્થળે વાસ કરવો.

(૬) *કાયક્લેશ :* શરીરને કષ્ટ આપનાર પરિસ્થિતિમાં પણ મનની સ્થિરતા કાયમ રહે તે રીતે શરીરને કેળવવું.

**માનસ પરિવર્તન**

આ રીતે અભ્યંતર તપની સાથોસાથ આ પ્રકારના બાહ્ય તપનો સુમેળ સાધીને સકામ નિર્જરાને પંથે આપણે આગળ વધી શકીએ તો સંચિત કર્મોનો નાશ કરી શકાય તેમ જ્ઞાનીઓએ કહ્યું છે. ભગવાન મહાવીરે બાર વર્ષ સુધી એવી ઘોર તપશ્ચર્યાઓ કરી કે આ બાર વર્ષ દરમ્યાન ખાવાના દિવસોનો સરવાળો તો ફક્ત એક વર્ષ જેટલો જ માંડ થવા જાય. તે ઉપરાંત જે સારીરિક કષ્ટો સહન કરવા પડ્યા તેનું વર્ણન પણ કષ્ટદાયક થઈ પડે તેવું છે. આમ છતાં તેમની શારીરિક કાંતિ કે બળ ઓછા નહોતા થયાં કારણ કે તપશ્ચરણની ચાલુ પદ્ધતિમાં માનસિક પરિવર્તનને તેમણે અગત્યનું સ્થાન આપ્યું. તેમના સમયમાં અને તેમના પહેલાં શ્રી પાર્શ્વનાથના સમયમાં પણ નર્યા દેહદમનવાળી શારીરિક તપશ્ચર્યા ઘણી વ્યાપક રીતે થતી હતી. તે



જાતની તપસ્યા બુદ્ધ ભગવાને પણ તેમના સંન્યસ્થની પ્રથમ અવસ્થામાં ઘણી કરી પરંતુ તેમને તેથી સમાધાન થયું નહીં. આથી તેમણે ઉગ્ર તપસ્યાનો માર્ગ છોડી મધ્યમ માર્ગ પસંદ કર્યો અને છેક સુધી ઉગ્ર તપસ્યાનો વિરોધ કરતા રહ્યા. પરંતુ મહાવીરને તેમના જેવો અનુભવ થયો નહીં કેમકે તપસ્યાના માર્ગને તેમણે અભ્યંતર તપનું સ્વરૂપ આપી એક નવા ચીલા ઉપર મૂકી આપ્યો. **અભ્યંતર તપથી જે માનસ પરિવર્તન થાય છે તેથી અભ્યાસે ઉગ્ર તપસ્યા પણ સહજ બને છે જેની વિપરીત અસર શરીર કે મન ઉપર થતી નથી.** બાર વર્ષની ઉગ્ર તપસ્યા બાદ પણ મહાવીરનું શારીરિક તથા માનસિક બળ સતેજ રહ્યું તેનું આ રહસ્ય છે.

આ રહસ્યને આપણે પામીએ તો વર્તમાનમાં જૈન સમાજ બાહ્ય તપસ્યાને જે વજન આપે છે અને તપસ્યાની ઉજવણીઓ કરે છે તે શાસ્ત્રીય દૃષ્ટિએ કેટલું યોગ્ય છે તે વિચારવાની જરૂર છે.

શ્રી મહાવીર પોતે મહાન તપસ્વી હતા છતાં તામસી તાપસ અને પુરણ તાપસની ઉગ્ર તપસ્યાનું તેમણે અનુમોદન કર્યું નહીં તેનું કારણ એક જ હતું કે ગમે તેવી આકરી તપસ્યા હોય પરંતુ તેથી જો અંતરની આધ્યાત્મિક ગુણવત્તામાં વધારો થાય નહીં તો તે અર્થહીન છે.

## નવ તત્ત્વો

જીવ, અજીવ, કર્મ-બંધન અને કર્મ છેદનની ઉપરની ચર્ચાથી મુક્તિની (મોક્ષની) પ્રક્રિયાના નીચેના તત્ત્વો સિદ્ધ થાય છે, જે જૈન પરિભાષામાં 'નવ તત્ત્વ' તરીકે ઓળખાય છે, અને જે નીચે મુજબ છે : (૧) જીવ (૨) અજીવ (૩) પાપ (૪) પુણ્ય (૫) આસ્રવ (૬) બંધ (૭) સંવર (૮) નિર્જરા (૯) મોક્ષ. જે આ નવ તત્ત્વોને સારી રીતે સમજે તે 'મોક્ષ'ની પ્રક્રિયાને બરાબર સમજે.

જીવ, અજીવ, પાપ અને પુણ્યની ચર્ચા થઈ. આ પાપ-પુણ્યની સતત આવતી સરવાણીને 'આસ્રવ' કહે છે અને આ જાતના આસ્રવને પરિણામે કર્મ-બંધ જીવને થાય છે. આ કર્મ-બંધને લઈને જીવ સુખદુઃખ, આશા-નિરાશા, શારીરિક અને માનસિક વિપત્તિ અને જન્મ-મરણની

અવસ્થાઓમાંથી પસાર થવું પડે છે. આ બધા દ્વંદ્વોમાંથી છુટ્યા સિવાય શાશ્વત સુખ ઝાંઝવાના જળ જેવું છે એવી ખાતરી માણસને એક વાર થઈ જાય ત્યારે તેના જીવનમાં પરિવર્તન શરૂ થાય છે. આ પરિવર્તન પક્વ થાય ત્યારે શું કરવું ? તેનો જવાબ સાતમા અને આઠમા તત્ત્વની સમજણથી મળી શકે છે.

સાતમું તત્ત્વ 'સંવર' છે. સમ્ + વૃ એટલે ઘેરી લેવું. કર્મના આસ્રવની સરવાણી બધી બાજુએથી આવતી બંધ કરી દેવી એટલે કે નવા કર્મોનું ઉપાર્જન ન થાય તેવા ભાવ અને પ્રવૃત્તિ જીવનમાં અપનાવવી તેને સંવર કહેવાય. આ તો ત્યારે જ શક્ય બને કે જ્યારે સમસ્ત જીવન વ્યવહાર નિષ્કામ ભાવે અને સાત્વિક સાહજિક્તાથી થાય, જ્યારે પાપી ભાવોનો ઉદય આવે જ નહીં પરંતુ પુણ્યના ભાવો તથા કાર્યો તદ્દન નિષ્કામ વૃત્તિથી જ થાય અને જ્યારે 'સર્વ સંબંધના બંધન તીક્ષ્ણ છેદીને' મહદ્ પુરુષના પંથે વિચરવાનું શક્ય બને. 'સંવર'માં પ્રવેશેલ વ્યક્તિની આ સ્થિતિ ગીતાજીના સ્થિતપ્રજ્ઞની સ્થિતિ છે.

તે સ્થિતિ પ્રાપ્ત થયા બાદ પ્રશ્ન રહે છે તે ફક્ત સંચિત થયેલ કર્મોના નાશનો કેમકે હવે નવા કર્મોનું ઉપાર્જન બંધ થયું છે. આ સંચિત કર્મોનો નાશ સકામ અને અકામ નિર્જરાથી કેવી રીતે થાય તેની ચર્ચા થઈ ગઈ છે.

આ પ્રમાણે સમગ્ર કર્મોનો ક્ષય તાય ત્યારે આત્મા (જીવ) કર્મ બંધનથી મુક્ત થાય છે અને નવમા તત્ત્વ 'મોક્ષ'ને પ્રાપ્ત કરવા શક્તિમાન થાય છે.

### પ્રગતિના સોપાન

આત્માની આ પ્રગતિના ત્રણ મુખ્ય વિભાગો થયા.

(૧) 'બહિરાત્મ' દશા જેમાં જીવ સારી-નરસી કર્મ વર્ગણાઓથી ઘેરાયેલો જ રહે છે અને તેમાંથી છુટવાનું તેને મન થતું જ નથી.

(૨) 'અંતરાત્મ દશા' જેમાં ઉપરની દશાની નિષ્ફળતાનું ભાન થયા બાદ અંતર-નિરીક્ષણ થવા લાગે છે જે ઉત્તરોત્તર વધતું જાય છે અને સાત્વિક વૃત્તિ વેગ પકડે છે.

(૩) 'પરમાત્મ દશા' જેમાં પ્રગતિને પંથે પડેલ આત્મા સર્વ કર્મોનો ક્ષય કરી છેવટે શુદ્ધ આત્મદશાને પામે છે.

છેલ્લી પરમાત્મ દશાને પામવા ઘણો આકરો પ્રયત્ન કરવાની જરૂર રહે છે. આ પ્રયત્નને ચૌદ વિભાગમાં વહેંચવામાં આવ્યો છે જેને ચૌદ ગુણસ્થાનકો કહેવાય છે. દરેક ગુણસ્થાને પહોંચવા માટે આત્મામાં કેવા ગુણોની ખીલવણી થઈ હોવી જોઈએ અને તે સ્થાનમાં કેવા આત્મદોષ રહી જાય છે તેનું વિવેચન વિસ્તૃત રીતે વિદ્વાનોએ કરેલ છે.

**રત્નત્રયી**

આત્માની આ જાતની પ્રગતિની ભીતરમાં શ્રદ્ધાયુક્ત જ્ઞાનની ખીલવણી અને તેમાંથી સ્વાભાવિક રીતે પ્રગટતું ચારિત્ર રહેલ છે. આ રીતે થતી શ્રદ્ધા જ્ઞાન અને ચારિત્રની ખીલવણી 'રત્નત્રયી'ના નામથી ઓળખાય છે. આ રત્નત્રયીના ત્રણ અંગો છે : દર્શન, જ્ઞાન અને ચારિત્ર. સંસારની અને જીવનનાં સુખદુઃખમાંથી ઉદ્‌ભવતા પ્રશ્નો બાબત બુદ્ધિજીવી માણસ જ્યારે ચિંતન કરે છે ત્યારે તેને ખાત્રી થાય છે કે સામાન્ય બુદ્ધિથી કળી શકાય નહીં તેવું કોઈ પરિબળ સંસારમં કામ કરે છે. આ પરિબળને કોઈ 'ઈશ્વર'નું નામ આપે કે કોઈ 'કુદરત'નું નામ આપે, પરંતુ તે પરિબળ શું છે, તેનો પ્રકાર કેવો છે, તેની કાર્યપદ્ધતિ કેવી છે વગેરે જાણવા તેને ઉત્કંઠા થાય છે ત્યારે પૂર્વે થયેલ જ્ઞાની પુરુષોએ આ બધા પ્રશ્નોના શું જવાબ આપેલ છે તે જાણવા પ્રયત્ન કરે છે. આમ ચિંતનની કે વાંચનની પ્રક્રિયા દરમ્યાન શ્રદ્ધાયુક્ત જે દર્શન થાય તે સમ્યગ પ્રકારનું હોય તો તે 'સમ્યગ્ દર્શન' કહેવાય. પરંતુ બુદ્ધિજીવી માણસ આટલેથી જ અટકતો નથી.

તેને જે દર્શન થયું છે - તે જ – તેને આગળ પ્રગતિ કરવાને પ્રેરે છે, અને જે કાંઈ ધુંધળા સ્વરૂપે જણાય છે તેમાં વધારે ઉંડા ઉતરવા પ્રયત્ન કરે છે ત્યારે એક ક્ષણે તે વધુ જ્ઞાનને પ્રાપ્ત કરે છે. આ જ્ઞાન સમ્યગ્ પ્રકારનું હોય તેને 'સમ્યગ્ જ્ઞાન' કહે છે.

સમ્યગ્ દર્શન અને જ્ઞાન પ્રાપ્ત થયા બાદ માણસને પોતાના રોજિંદા જીવનમાં જે ખામીઓ દેખાય તે દૂર કરવાના પ્રયત્નો શરૂ થાય છે ત્યારે

તે પ્રયત્નોની ખીલવણી ઉપર તેના ચારિત્રની ખીલવણી થતી જાય છે. જે પૂર્ણતાએ પહોંચે ત્યારે 'સમ્યગ્ ચારિત્ર' પ્રાપ્ત થાય છે.

સમ્યગ્ જીવનના આ ત્રણ રત્નો સંપૂર્ણ માનસિક પરિવર્તનની અપેક્ષાએ પ્રાપ્ત થઈ શકે, અને અહિંસા, સત્ય, અચૌર્ય, અપરિગ્રહ તથા બ્રહ્મચર્યની પંચશીલતા જીવનમાં સ્થાપિત કરી શકાય.

**સાપેક્ષવાદ - સ્યાદ્વાદ**

વિચાર અને ચિંતનની દુનિયામાં જૈન તત્ત્વજ્ઞોએ જો કોઈ તદ્દન મૌલિક અને સ્વતંત્ર અર્પણ કર્યું હોય તો તે સાપેક્ષવાદનો સિદ્ધાંત છે, જે સ્યાદ્વાદ તરીકે પણ ઓળખાય છે. આ સ્યાદ્વાદને જૈન તત્ત્વજ્ઞાનનો પાયો કહી શકાય કારણ કે દરેક જૈન સિદ્ધાંતનું ઘડતર અને સમજણ સ્યાદ્વાદની સમજણથી જ યથાર્થ રીતે થઈ શકે છે. તેથી આ સ્યાદ્વાદ શું છે તે ટુંકાણમાં જોઈએ.

કોઈ પણ વસ્તુ કે સિદ્ધાંત બાબત આપણે નિર્ણય લઈએ ત્યારે પ્રથમ આપણે તેના તમામ પ્રકારના ગુણધર્મોનો અભ્યાસ કરીએ અને બાદમાં તેના વિશે આખરી અભિપ્રાય બાંધીએ એટલે કે દૃષ્ટા અને દૃશ્યનું સમીકરણ જે પ્રકારનું હોય તે પ્રકારે દૃશ્ય અંગેનો અભિપ્રાય બંધાય. જો દૃશ્યના બધા ગુણધર્મો આપણા એટલે કે દૃષ્ટાના ખ્યાલમાં આવે અને તે બધા ગુણધર્મો તેના યથાર્થ સ્વરૂપે સમજવાની દૃષ્ટામાં ક્ષમતા હોય તો જ દૃશ્ય બાબતનો યથાર્થ નિર્ણય લઈ શકાય, નહીં તો નહીં. એટલે કે દૃશ્યના બધા ગુણધર્મો આપણે જોઈ કે જાણી શકીએ નહીં, અગર તો તે જાણ્યા કે જોયા બધા તે ગુણધર્મોને તેના યથાર્થ સ્વરૂપે સમજી શકીએ નહીં તો તેના વિશેનો યથાર્થ નિર્ણય લઈ શકીએ નહીં. આ સિદ્ધાંત ઉપર જ સ્યાદ્વાદની રચના થયેલ છે.

દરેક વસ્તુ કે વિચારના અનેક પાસાઓ અને ગુણધર્મો હોય છે. અમુક અપેક્ષાએ એક વસ્તુ કે વિચાર અમુક પ્રકારે જ સમજાય તે બીજી અપેક્ષાએ જુદી રીતે સમજાય. તેજ વસ્તુ કે વિચારના અમુક પાસા અમુક સંજોગોમાં આપણી નજરે ચડે નહીં જ્યારે બીજા સંજોગોમાં તે સહેલાઈથી આપણી નજરે ચડે. આથી વસ્તુ કે વિચારના વિવિધ પાસા (aspects)ને લક્ષ્યમાં લેવા

કે સમજવાની વિધિને 'નયવાદ' કહેવાય છે.

તે વિવિધ પાસાઓને લક્ષ્યમાં લઈ તેના વિશેનો નિર્ણય કરનાર વ્યક્તિની સમજશક્તિ ઉપર પણ છેવટના નિર્ણયનો આધાર રહે છે. અને દરેક વ્યક્તિની સમજશક્તિમાં પણ અનેક પ્રકારની વિવિધતાઓ હોઈ શકે છે, કારણ કે તે વ્યક્તિમાં જે જન્મજાત સંસ્કારો હોય અને તે સંસ્કારોનો તેના ઉછેર દરમ્યાન જે વળાંક વળ્યો હોય, જે કુટુંબ, દેશ, ભાષા કે સંસ્કૃતિનો તેના ઉપર પ્રભાવ પડ્યો હોય તે તમામ ભિન્ન ભિન્ન પ્રકારના હોઈ શકે છે. આથી તે વ્યક્તિ જે નિર્ણય (judgement) બાંધે તે અમુક અપેક્ષાએ સાચો હોય અને અમુક અપેક્ષાએ ખોટો પણ હોય.

આથી 'નયવાદ'માંથી ફલિત થયા વિવિધ પાસાઓને લક્ષ્યમાં લઈ કઈ અપેક્ષાએ તેનો નિર્ણય લેવાયો છે તે જાણવું જરૂરી છે. આ જાણ્યા બાદ જ અમુક વ્યક્તિની અમુક માન્યતા અગર નિર્ણય સાચો છે કે ખોટો છે તેની ખાત્રી થઈ શકે. આ પ્રકારના તર્કને 'સ્યાદ્વાદ' કહેવાય છે.

આ સિદ્ધાંતને સમજાવતા વિદ્વાનોએ એક દૃષ્ટાંત આપ્યું તે નોંધવાને પાત્ર છે. દૃષ્ટાંત થોડાંક અંધ ભાઈઓનું છે. તેમને કહેવામાં આવ્યું કે હાથીને સ્પર્શ કરીને કહો કે તે કેવો છે. તો સ્પર્શને પરિણામે એક અંધજને કહ્યું કે તે દોરડા જેવો છે, બીજો કહે કે તે સર્પ જવો છે, ત્રીજો કહે કે તે થાંભલા જેવો છે, ચોથો કહે કે તે દીવાલ જેવો છે. તે દરેકે સ્પર્શના અનુભવે કહ્યું. તે તમામ તેની વ્યક્તિગત મર્યાદાની અપેક્ષાએ સાચા હતા પરંતુ દૃષ્ટિ-સંપન્ન વ્યક્તિની સર્વગ્રાહી દૃષ્ટિની અપેક્ષાએ તેમાંનો કોઈ પણ સાચો હતો નહીં. આથી તેમને કોઈને સાચો તો કહી શકાય નહીં પરંતુ તે દરેકની મર્યાદાને લક્ષમાં લઈએ તો તેમાંના કોઈ સંપૂર્ણ જુઠા છે તેમ પણ કહી શકાય નહીં. આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન બાબતના નિર્ણયમાં પણ આજ સિદ્ધાંત લાગુ થાય છે. કોઈ તત્ત્વજ્ઞો આત્મ-બાહ્ય કોઈ ઈશ્વરી શક્તિને સર્વોપરી માને છે, સાંખ્યો આત્માને કુટસ્થ અને કર્મોથી અલિપ્ત માને છે, બૌદ્ધો આત્માને અનિત્ય માને છે, ચાર્વાકો આમાંનું કાંઈ જ માનતા નથી – આ તમામ જુદી જુદી અપેક્ષાએ સત્ય છે પરંતુ સંપૂર્ણ અને નિર્ભેળ સત્ય જે સંપૂર્ણ દૃષ્ટિ – સંપન્ન કૈવલ્ય પ્રાપ્ત આત્મા છે તે જ જાણે છે. કારણ કે જે કેવલ જ્ઞાની

છે તે સર્વજ્ઞ છે અને જે કેવલ દર્શી પણ છે. આવી સ્થિતિ કર્મના આત્યંતિક ક્ષય વિના પ્રાપ્ત થતી નથી. પરંતુ સામાન્ય સાધક જેણે કૈવલ્યને પ્રાપ્ક નથી કર્યું તેનું જ્ઞાન અને દર્શન અનેક રીતે સીમિત છે અને તેથી વસ્તુ કે સિદ્ધાંત અંગેનો તેનો અભિપ્રાય પણ સીમિત જ રહેવાનો. જીવનની આ વાસ્તવિક્તા એક વખત આપણા ધ્યાનમાં આવે તો આપણામાં સહિષ્ણુતાનો વિકાસ થાય છે અને જીવનની વિષમતાઓ તેમજ વિપરિતતાઓને સમભાવે સ્વીકારવાની શક્તિ પણ વિકસે છે.

આ રીતે સ્યાદ્‌વાદ યથાર્થ રીતે સમજવામાં આવે તો વિચાર અને ચિંતનના ક્ષેત્રે પણ અહિંસાનો જન્મ થાય છે, કારણ કે વિરુદ્ધ મતવાદીઓનું દૃષ્ટિબિંદુ પણ અમુક સંજોગોની અપેક્ષાએ કેટલે અંશે સ્વીકૃત છે તે જાણી શકાય છે.

સ્યાદ્‌વાદના આ સિદ્ધાંતે જૈન વિચારસરણીને એક અનોખી સહિષ્ણુતા બક્ષી છે. જે વિવિધ વિચારસરણીઓમાંથી સત્યાંશને શોધી તેને તેના પરિપ્રેક્ષ્યમાં સમજવાનો પ્રયત્ન કરવાનું તે શીખવે છે જેના પરિણામે મનુષ્યના વિચારપ્રવાહમાં એક અનોખા પ્રકારની લચક આવે છે. પરંતુ દુર્ભાગ્યની વાત તો એ છે કે ઘણા જૈનોના વ્યવહારમાં આવી લચકતાનો અભાવ જણાય છે.

### લેશ્યા

કર્મ સિદ્ધાંત સાથે સંકળાયેલ એક બીજો સિદ્ધાંત 'લેશ્યા'નો છે, જે આધુનિક માનસશાસ્ત્રથી પણ આગળ વધીને વ્યક્તિના આંતર-મન (sub-concious mind)નું વૈજ્ઞાનિક વિશ્લેષણ કરે છે. દરેક મનુષ્યનું વ્યક્તિત્વ અને તે વ્યક્તિત્વનો પ્રભાવ જે તે મનુષ્યના 'ભાવ કર્મ' અને 'દ્રવ્ય કર્મ'થી ઘડાય છે. ક્રૂર મનુષ્યની ક્રૂરતા તો ચહેરા અને આંખોમાં સ્પષ્ટ રીતે વર્તાય છે અને તેજ રીતે જીવમાત્ર પ્રત્યે પ્રેમ અને અહિંસાથી જેનું હૃદય ભરેલ હોય તેના ચહેરામાં અને આંખોમાં અમી વર્તાય છે. સંતના સાંનિધ્યમાં શાંતિ વર્તાય છે જ્યારે ક્રોધી અને ક્રૂર વ્યક્તિના સાંનિધ્યમાં અશાંતિ વર્તાય છે. આનું કારણ એ છે કે આપણે બાંધેલા વિવિધ કર્મોના સાંનિધ્યથી આપણો

આત્મા રંગાય છે અને તે રંગથી આપણું વ્યક્તિત્વ ઘડાય છે. અંગ્રેજીમાં આને 'Aura' (ઓરા) કહે છે. પતંજલયોગ સહિત યોગની વિવિધ પદ્ધતિઓએ તેમજ બૌદ્ધ પદ્ધતિએ પણ આ લેશ્યાના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો છે.

જૈન વિવેચકોએ 'લેશ્યા'ના છ પ્રકારો જણાવ્યા છે : તે 'કૃષ્ણ', 'નીલ', 'કપોત', 'તેજો', 'પદમ' અને 'શુક્લ' છે. આમાંની પ્રથમ ત્રણ લેશ્યા વ્યક્તિના ઉતરતી કક્ષાએ કનિષ્ટ સ્વભાવનું ર્શન કરાવે છે, જ્યારે છેલ્લી ત્રણ લેશ્યાઓ વ્યક્તિના ચડતી કક્ષાએ ઉત્તમ સ્વભાવનું દર્શન કરાવે છે, જે નીચે પ્રમાણે છે :

(૧) જે માણસ પોતાના સ્વાર્થ પ્રત્યે જ નજર રાખી બીજાના સુખદુ:ખનો કશો વિચાર કર્યા વિના પ્રવૃત્તિ કરે છે તેની 'કૃષ્ણ' લેશ્યા હોય છે.

(૨) જે વ્યક્તિ પોતાનો સ્વાર્થ સાચવીને તે સ્વાર્થ સાધવામાં મદદરૂપ થતી વ્યક્તિ કે વસ્તુઓને સાચવી લે છે તેની 'નીલ' લેશ્યા હોય છે.

(૩) જે વ્યક્તિ પોતાનો સ્વાર્થ સાચવીને જ બીજાને મદદ કરવા તૈયાર તાય છે તેની 'કપોત' લેશ્યા હોય છે.

આ ત્રણે લેશ્યામાં વ્યક્તિના નિજી સ્વાર્થને જ પ્રાધાન્ય હોય છે.

(૪) જે વ્યક્તિ પોતાના સામાન્ય આરામ કે સ્વાર્થનો ભોગ આપીને પણ પોતાને મદદરૂપ થનાર વ્યક્તિને મદદ કરવા તૈયાર થાય છે તેની 'તેજો' લેશ્યા હોય છે.

(૫) જે વ્યક્તિ પોતાના સ્વાર્થનો વિશેષ ભોગ આપી પોતાના સંસર્ગમાં આવનાર તમામને મદદ કરવા તૈયાર હોય છે તેને 'પદમ' લેશ્યા હોય છે.

(૬) જે વ્યક્તિ તદ્દન નિસ્વાર્થ ભાવે પોતાના સ્વાર્થને ભોગે પણ બીજાને મદદ કરવા તૈયાર હોય છે તેને 'શુક્લ' લેશ્યા હોય છે.

માનવ સ્વભાવનું આ વર્ગીકરણ આપણે કયા સ્થાને ઉભા છીએ તે જાણવામાં અને આત્મિક પ્રગતિ કરવામાં ઘણું ઉપયોગી છે.

## ધ્યાન

આવી જ એક અગત્યની માનસિક પ્રક્રિયા 'ધ્યાન' વિશેની જૈન સમજમાં રહેલી છે. 'ધ્યાન' બાબતમાં સામાન્ય સમજ એવી છે કે તે ઈશ્વરી તત્ત્વ ઉપર જ સમસ્ત ધ્યાન કેન્દ્રિત કરવાની એક આધ્યાત્મિક પ્રક્રિયા છે. આ જાતની માન્યતા ફક્ત અંશતઃ જ સાચી છે. 'ધ્યાન'નો વ્યાપક અર્થ તો મનના પરિણામોને કોઈ એક વિષય ઉપર જ સ્થિર કરવા તેવો થાય. જૈન વિચારકોએ આવો વ્યાપક અર્થ સ્વીકારીને 'ધ્યાન'ના ચાર પ્રકારો કહ્યાં : (૧) આર્ત ધ્યાન (૨) રુદ્ર ધ્યાન (૩) ધર્મ ધ્યાન અને (૪) શુક્લ ધ્યાન. મનુષ્ય જીવનની તમામ પ્રવૃત્તિઓનો આ ચાર પ્રકારોમાં જ સમાવેશ થઈ જાય છે.

આપણા સાંસારિક જીવનમાં આપણે બહુધા પ્રથમ બે પ્રકારના ધ્યાનમાં જ રહેતા હોઈએ છીએ. 'આર્ત' એટલે દુઃખ અને 'રુદ્ર' એટલે ક્રૂર. આપણા રોજિંદા જીવનનો સરવાળો કરીશું તો બહુધા આપણે કોઈ પ્રસંગથી કાંતો દુઃખી થતા હોઈએ છીએ અગર તો ક્રોધે ભરાતા હોઈએ છીએ. પરંતુ આપણામાં કોઈ સમયે સાત્વિકતા પણ જાગે છે, જ્યારે આપણે ચિંતનની ભૂમિકા ઉપર ઉભા હોઈએ અને સત્પુરુષોએ ચિંધેલ માર્ગે જવા પ્રયત્ન કરીએ છીએ. આવા પ્રસંગે આપણે 'ધર્મ-ધ્યાન'માં પ્રવેશ કરીએ છીએ, અને શુદ્ધ આત્મ-દશા સંપૂર્ણપણે જ્યારે પ્રાપ્ત થાય ત્યારે 'શુક્લ-ધ્યાન'માં સંપૂર્ણ રીતે પરિણમે છે.

'ધ્યાન'નું આ વર્ગીકરણ સતત ધ્યાનમાં રહે અને આપણે કઈ ક્ષણે કયા પ્રકારના ધ્યાનમાં છીએ તેની જાગૃતિ સતત રહ્યા કરે તો ઉત્તરોત્તર આત્મિક પ્રગતિ અવશ્ય થાય.

## પ્રવચન માતા

દશવૈકાલિક સૂત્રમાં આવે છે કે ભગવાન મહાવીરને કોઈએ પ્રશ્ન પુછયો કે ભગવાન ! સાધક કેવી રીતે ચાલે, ઉભો રહે, બેસે, બોલે, સૂવે, ખાય કે જેથી તેને પાપ કર્મનું બંધન ન થાય ? શ્રી ભગવાને કહ્યું :

जयं चरे जयं चिट्ठे जयमासे जयं सए ।
जयं भुजंतो भासन्तो पावंकामं न बन्धइ ॥

શ્રી ભગવાને ટૂંકમાં જવાબ આપ્યો કે, "સાધક વિવેકથી ચાલે, વિવેકથી ઉભો રહે, વિવેકથી બેસે, વિવેકથી સૂવે, વિવેકથી ખાય અને વિવેકથી બોલે તો તેને પાપકર્મનું બંધન ન થાય."

જીવન-ક્રમ તો ચલાવ્યા સિવાય છુટકો જ નથી પરંતુ તે ક્રમમાં ક્ષણે ક્ષણે વિવેક આવે તો જાગરૂક્તા પણ અવશ્ય આવે; જાગરૂકતા આવે તો સારા-નરસાનું જ્ઞાન પણ આવે અને આવા જ્ઞાનથી માણસ પાપ કરતાં અટકે.

આવું જ્ઞાન મેળવવા તત્ત્વજ્ઞોએ પાંચ 'સમિતિઓ' અને ત્રણ 'ગુપ્તિઓ'ની રચના કરી જેનું પાલન કરવાથી જીવનની તમામ પ્રવૃત્તિઓમાં નિયમન આવી શક છે. વિવેકપૂર્વક પાલન થાય તો જિનેશ્વરના સમગ્ર ઉપદેશનો તેમાં સમાવેશ થાય છે, તેથી તેને માતાની ઉપમા આપી છે.

આ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું વર્ણન ઉત્તરાધ્યયન સૂત્રના ચોવીસમા અધ્યાયમાં આપેલ છે. તે મુખ્યત્વે ભિક્ષુને માટે છે પરંતુ સંજોગો પ્રમાણે ગૃહસ્થોને પણ લાગુ પડે છે.

**જ્ઞાનના પ્રકારો**

જ્ઞાનના પાંચ પ્રકાર છે : (૧) મતિ, (૨) શ્રુત, (૩) અવધિ, (૪) મનઃપર્યાય અને (૫) કેવલ.

આત્માનો મૂળભૂત ગુણ (સ્વભાવ) 'જ્ઞાન' છે. વનસ્પતિથી માંડીને માણસનું 'હું'પણાનું જ્ઞાન દરેક બદલતી પરિસ્થિતિમાં પણ કાયમ જ હોય છે. સ્વપ્નાવસ્થા, શુષુપ્તાવસ્થા, જાગૃતાવસ્થા, બાલ્ય, કૌમાર કે વૃદ્ધાવસ્થા તે તમામમાં પૌદ્‌ગોલિક તેમજ સાંયોગિક ફેરફારો અનેક જાતના થાય છે. પરંતુ આત્મજ્ઞાન – 'હું' પણાનું જ્ઞાન કાયમ જ રહે છે. બાહ્ય વસ્તુઓ કે પ્રસંગોનું જ્ઞાન આત્માને ઈન્દ્રિયો દ્વારા મળે છે ત્યારે તે 'પરોક્ષ' જ્ઞાન વિના આત્માને સીધેસીધું જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે તે 'પ્રત્યક્ષ' જ્ઞાન કહેવાય છે. આથી ઉપર જણાવ્યું તેમ જ્ઞાનના પાંચ પ્રકારો કહ્યા.

તેમાં 'મતિ' એટલે ઈન્દ્રિયો તથા મન દ્વારા ચિંતન, વિચાર અને તર્કથી જે જ્ઞાન પ્રાપ્ત થાય તેને 'મતિ જ્ઞાન' કહે છે.

'શ્રુત' એટલે સાંભળેલું. પૂર્વ કાળમાં શાસ્ત્ર જ્ઞાન 'શ્રુત' હતું. પરંતુ હાલ વ્યાખ્યાન વાચન વગેરેથી જે જ્ઞાન મેળવીએ તે 'શ્રુત'ની કક્ષામાં આવે તે પણ ઈન્દ્રિયો દ્વારા જ મળે છે તેથી પરોક્ષ જ્ઞાન છે.

બાકીના ત્રણ પ્રકારો પ્રત્યક્ષ જ્ઞાનના છે. 'અવધિ' જ્ઞાન એટલે આત્મિક બળથી અમુક ક્ષેત્રની અવધિ (limits)માં થતી ઘટનાઓનું જ્ઞાન પ્રાપ્ત થાય તે અને "મનઃ પર્યાય" એટલે બીજાના મનની વાત જાણી લેવાની શક્તિ પ્રાપ્ત થાય. આ બંને જ્ઞાન 'પ્રત્યક્ષ' છે. કેમકે કશાની બાહ્ય મદદ વિના આત્મા આ જ્ઞાન પ્રાપ્ત કરે છે.

છેલ્લું 'કેવળ જ્ઞાન' તે સંપૂર્ણ જ્ઞાન જે આબાધિત છે અને જે આત્માને સર્વજ્ઞનીની સ્થિતિ પ્રાપ્ત કરાવે છે તે પ્રત્યક્ષ જ્ઞાનની પરાકાષ્ટા છે.

આ 'પ્રત્યક્ષ' જ્ઞાનની વાત કાલ્પનિક નથી. ત્રીજા અને ચોથા પ્રકારના જ્ઞાન હોવાના દાખલાઓ મનુષ્ય અનુભવના છે અને તેનું સારું એવું સાહિત્ય પણ ઉપલબ્ધ છે. જો આ પ્રકારના સીમિત 'પ્રત્યક્ષ' જ્ઞાન હોઈ શકતા હોય તો 'કેવળ' જ્ઞાન પણ હોઈ શકે. 'મતિ' અને 'શ્રુત'માં જ રહેતા આપણે માટે 'કેવળ' જ્ઞાનનો પ્રત્યક્ષ અનુભવ ન હોય પરંતુ જો અલ્પાંશે પ્રત્યક્ષ જ્ઞાન મેળવી શકાતું હોય તો સર્વાંશ કેમ ન મેળવી શકાય ? તેવો તર્ક અસ્થાને નથી.

### દૃષ્ટિ વિશાળતા :

સંકુચિતતા અને જૈન દર્શન તે બંને વિરોધાભાસી દૃષ્ટિઓ છે. જે જૈન હોય તેજ મોક્ષ પામી શકે અગર તો અમુક લીંગની વ્યક્તિઓજ મોક્ષને મેળવી શકે તે જાતની સંકિર્ણતા અનેકાંતવાદી જૈન દર્શનમાં ન જ હોઈ શકે તેનો સ્વીકાર ઉત્તરાધ્યયન સૂત્ર કરે છે. તેમજ મોક્ષ મેળવવો હોય તો સન્યાસ લેવો જ જોઈએ અને ગૃહસ્થાશ્રમમાં રહેવાથી તે બની શકે નહીં તેમ પણ જૈન દર્શનની માન્યતા નથી (જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યાય ૩૬ - ગાથા ૫૦ તથા ૫૨ થી ૫૫ તેમજ અધ્યાય ૫ - ગાથા ૧૭ - ૨૮) અન્ય સંપ્રદાયના સાધુઓ તેમજ ગૃહસ્થો મોક્ષને પ્રાપ્ત કરી શકે છે. તે જાતનો સ્વીકાર વિશ્વના બીજા દર્શનોમાં ભાગ્યે જ જોવા મળશે.

નવકાર મંત્રનું સર્વગ્રાહી તત્ત્વ અને સ્વાધ્યાયનું સારગ્રાહી તત્ત્વ જૈન દર્શનની આ દૃષ્ટિ વિશાળતાનું અનુમોદન કરે છે. વિશેષ અનુમોદન મળે

છે. ઉત્તરાધ્યયનના અધ્યાય નં. ૧૨-૧૩માં કે જેમાં ચંડાલ જાતિમાં ઉત્પન્ન થયેલ શ્રી હરિકેશી મુનિ તથા બે હરિજન ભાઈઓ ચિત્ત અને સંભૂતિની કથાઓ આવે છે તે જ્ઞાતિવાદ ઉપરનો પ્રહાર છે.

**ઉપસંહાર**

જૈન તત્ત્વજ્ઞાનની આ રૂપરેખા છે જે આધુનિક પદાર્થ વિજ્ઞાન તથા મનોવિજ્ઞાનથી સંપૂર્ણ સમર્થન મેળવે છે. તેમાં કોઈ સાંપ્રદાયિક સંકુચિતતા નથી તેનો સમસ્ત ઝોક આત્મબળ ઉપર જ છે. તેનું લક્ષ્ય સંપૂર્ણ મુક્તિ (મોક્ષ)નું છે અને તે ભારપૂર્વક જણાવે છે કે આ મુક્તિની ચાવી કોઈ બાહ્ય પરિબળના હાથમાં નથી પણ આપણા પોતાના જ હાથમાં છે. તેમાં જે સાધના છે તે "રત્નત્રયી'ની એટલે દર્શન, જ્ઞાન અને ચારિત્રની છે, કોઈ એક વ્યક્તિની, અવતારની કે દેવદેવીઓની નથી. જૈનોના મહામંત્ર "નવકાર મંત્ર"ની સર્વવ્યાપકતા અદ્વિતિય છે. જગતના તમામ અર્હતોને, તમામ સિદ્ધોને અને તમામ સાધુઓને - તેઓ કોઈપણ ધર્મ કે પંથના હોય – તે તમામને નમસ્કાર કરવાની તેમાં વાત છે. જૈનની અહિંસાની વિશ્વવ્યાપકતા સ્યાદ્વાદની વૈચારિક સહિષ્ણુતા, અપરિગ્રહ તથા અચૌર્યની આર્થિક વ્યવસ્થા અને બ્રહ્મચર્યની આત્મિક ઉત્ક્રાંતિ – તે તમામને આજનો જૈન સમાજ કેટલો આગળ વધારી શક્યો છે તેનું આત્મનિરીક્ષણ કરવાની જરૂર છે.



